★ બિસ્મિહી તઆલા ★

પ્રકાશન નં. ૯૭

# બહુ પત્નીત્વ

(POLYGAMY)

—હસન ભડકોદ્રવી



પ્રકાશન અને પ્રસારણ વિભાગ

દારુલ ઉલૂમ અરબિય્યહ ઇસ્લામિય્યહ ભરૂચ
મહમૂદનગર મુ. પો. કંથારીઆ—૩૯૨ ૧૬૨
તા. જિ. ભરૂચ (Guj. INDIA)

# પ્રાસ્તાવિક

**હામિદંવ વ મુસલ્લિયા......**

[ઇસ્લામમાં બહુ પત્નીત્વ ગલત અને નાજાઇઝ નથી. કેટલીક કડક, સખત અને કઠોર શરતો સાથે ઇસ્લામે એની છૂટ આપી છે.]

ઇસ્લામનો આ કાનૂન બુદ્ધિમાન્ય અને હિકમતો--મર્મોથી છલોછલ છે; પરંતુ કેટલાક દ્વષભાવી અને વક્રદષ્ટા પાશ્ચ વિદ્યાવિશારદો, પાદરીઓ અને હિન્દુઓએ (અને એમના દેખાદેખી અમુક કહેવાતા "રોશન ખયાલ" મુસલમાનોએ પણ) ઇસ્લામના આ દુરંદેશીભર્યા નિયમ પર અત્યંત નાપાક, ગંદા અને પાયાહીન વિચારો તેમજ હકીકત વિહોણી શંકાઓનો ઇઝહાર કર્યો છે.

વર્તમાનયુગનો એક મોટો ફિત્નો આ પણ છે કે સાચી અને સારી વાતોને પ્રોપેગન્ડાના બળે ગલત અને જૂઠી ચીતરી દેવાય છે. હતભાગ્યે કેટલાક અજ્ઞાન અને અજાણ મુસલમાનો પણ આવા પ્રોપેગન્ડાની ભ્રમણજાળમાં ફસાઇ જાય છે.

ઇસ્લામશત્રુઓએ બહુ પત્નીત્વ વિષે વ્યક્ત કરેલા હીન વિચારોથી સીધાસાદા મુસલમાનો ભરમાઇ અને ભોળવાઇ જાય છે અને દ્વિધાઓ તથા કુશંકાઓના વિનાશકારી વમળમાં તણાવા લાગે છે.

અભ્યાસ હેઠળની પુસ્તિકામાં બહુ પત્નીત્વ વિષે ધાર્મિક, ઐતિહાસિક, માર્મિક અને તાર્કિક ચર્ચા કરવામાં આવી છે.

આ તલસ્પર્શી અને અભ્યાસમંડિત ચર્ચાથી એક તરફ તો ઇસ્લામદુશ્મનોના આક્ષેપો અને વાંધાવચકાઓનાં તાણુંવાણું વેરવિખેર થઈ જાય છે તો બીજી તરફ હઝરત પયગમ્બર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પાકદામની, પવિત્રતા, શીલતા, આત્મસંયમતા, ત્યાગ અને ઇચ્છાદમન આંખો સામે તરી આવે છે. તેમ જ ઇસ્લામી શરીઅત (આચારશાસ્ત્ર)ની સર્વસ્પર્શતા, સર્વગ્રાહિતા અને સુદૃઢતા પણ સુપેરે પુરવાર થઇ જાય છે. (અલહમ્દુ લિલ્લાહ)

આશા છે અમારો આ નમ્ર પ્રયાસ પસંદ પડશે, ઇન્શાઅલ્લાહ.

પ્રકાશન અને પ્રસારણ વિભાગ :
દારુલ ઉલૂમ ભરૂચ–કંથારીઆ

# બહુ પત્નીત્વ

## (POLYGAMY)

માનવજાતના મહાન ઉપકારક અને ઉદ્ધારક નબીએ અકદસ હઝરત મુહમ્મદ મુસ્તફા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પવિત્ર અને બરકતવંત ઝાતને ઇસ્લામશત્રુઓ વ્યર્થ અને પાયાહીન વાંધાવચકાના તીરોથી હંમેશા વીંધતા રહ્યા છે. એ વાંધાવચકા અને આક્ષેપોના તરકશમાંથી લેવાતા અનેક તીરોમાંથી એક તીર "બહુ પત્નીત્વ"નું છે. ખ્રિસ્તીઓ, હિન્દુઓ અને આર્યસમાજીઓનું કહેવું છે કે પયગમ્બર સાહેબે માત્ર વૈભવવિલાસ અને વાસનાભૂખ સંતોષવા માટે અગિયાર અગિયાર શાદીઓ કરી હતી ! (નઊઝુબિલ્લાહ)

**તદ્દન નવો આક્ષેપ :**

નબીએ રહમત (સલ.)ની નિર્દોષ ઝાત પર આ એક તદ્દન નવો એ'તેરાઝ અને આક્ષેપ છે, જેને યૂરોપીઓએ વિદ્યુતવેગે વિકસતા અને વિસ્તરતા જતા ઇસ્લામી પ્રચારની વિચારધારાને ખાળવા ઉપજાવી કાઢેલ છે. નબવી યુગમાં કદી પણ આવો વિચિત્ર એ'તેરાઝ થયો નથી. પ્રાચીન ઇતિહાસના સુવર્ણ પૃષ્ઠો આ વિષે બિલકુલ ચૂપકીદી સેવે છે. નબીએ કરીમ (સલ.)ને મક્કાના કટ્ટર કાફિરો શાઇર, જયોતિષી, પાગલ અને જૂઠા કહેતા હતા. વધુથી વધુ એટલું કહેતા હતા કે, 'શું અલ્લાહને તું જ સૂઝયો કે તને નબી બનાવીને મોકલી દીધો !' સાચું પૂછો તો ઐતિહાસિક સત્યો આ આક્ષેપને તદ્દન નિર્મૂળ, પોકળ અને હાસ્યાસ્પદ બનાવી દે છે. શું ઇતિહાસના પાનાઓ પુકારી પુકારીને કહેતા નથી કે નબીએ કરીમ (સલ.)ના પવિત્ર ચરણોમાં મક્કાના કાફિરોએ માલદોલતનાં ઢગ અને રૂપ–

સુંદરીઓ ધરી દેવાની ઑફર કરી હતી. આપે (સલ.) એમની આ ઑફરને લાતે ચઢાવી હતી. જરા ઈન્સાફથી બતાવો કે ઐશઆરામ અને કામવૃત્તિનો ભૂખ્યો માણસ આવી જાહેરાતને ઠોકર મારી શકે ખરો ? ના, કદી નહિ

**બહુ પત્નીત્વ પુરાતન ઇતિહાસમાં :**

બહુ પત્નીત્વના પરિપ્રેક્ષ્યમાં માત્ર ઇસ્લામને જ હાંસીપાત્ર અને ટીકાપાત્ર બનાવવો યોગ્ય નથી. કારણ કે જો આ કોઇ અપરાધ હતો તો એનું આચરણ માત્ર ઇસ્લામે જ કર્યું નથી; બલકે આ પૂર્વે ઘણી જાતિઓમાં આ રિવાજ પ્રચલિત હતો. વિવિધ ધર્મોની સૈદ્ધાંતિક અને નૈતિક સનદ એને પ્રાપ્ત હતી અને એને ગુનાહિત કે કલંકરૂપ કૃત્ય સમજવામાં આવતું નો'તું.

અમ્બિયાએ બની ઇસરાઇલે (અલૈ.)–કે જેમને ઈસાઇઓ પણ મુસલમાનોની માફક અલ્લાહ તઆલાના મુકદ્દસ પયગમ્બરો અને બંદાઓ માને છે અને એમને માનઆદરની નજરે જુએ છે–એકથી વધુ, કેટલાકે તો નવથી ઘણી વધુ શાદીઓ કરી છે. તો ઇસાઇઓ બહુ પત્નીત્વનો એ'તેરાઝ માત્ર નબીએ અકરમ (સલ.) પર જ કેમ કરે છે ? ! હકીકત આ છે કે કેવળ ઇર્ષા, શત્રુતા. કપટ અને વેરવૃત્તિના કારણે જ નબીએ અકદસ (સલ.)ના નિર્દોષ અને નિષ્કલંક દામન પર બહુ શાદીઓનો આરોપરૂપી નાપાક કીચડ ચોપડવામાં આવે છે.

ભારતના પૂર્વજ હિન્દુ મહાશયોમાં પણ બહુ પત્નીત્વનો રિવાજ રહ્યો છે. હિન્દુ ધર્મના મશહૂર ઉપદેશક, માર્ગદર્શક અને અવતાર કહેવાતા શ્રીકૃષ્ણજી–જેમનો ઉપદેશ ભગવદ્ ગીતાના નામે ઓળખાય છે અને જેમનો

જન્મદિન 'જન્માષ્ટમી'ના નામે ઉજવાય છે, તેમની કમસેકમ આઠ પત્નીઓ હતી. લાલા લજપતરાય સાહેબે પોતાની એક કૃતિમાં સેંકડોની સંખ્યાનો ઇનકાર કરી આઠની સંખ્યાને સ્વીકારી છે. શ્રી રામચંદ્રજી મહારાજના પિતાજી મહારાજા દશરથની ત્રણ પત્નીઓ (અને ડો. આંબેડકરના કથનાનુસાર અનેક રખાતો પણ) હતી : ૧, રામચંદ્રની માતા કૌશલ્યા. ૨, ભરતની માતા કૈકેયી અને ૩, લક્ષ્મણની માતા સુમિત્રા. પાંચ પાંડવોના પિતાને પણ બે પત્નીઓ હતી. ગોપીઓના ઇશ્કના બનાવો તો જગમશહૂર છે.*

[આ સંદર્ભે ઘણું લખી શકાય એમ છે, પરંતુ ઇસ્લામ એની રજા આપતો નથી : "લા તસુબ્બુલ્લઝી–ન યદ્‌ઉ–ન........એ લોકો અલ્લાહ સિવાય જેમની બંદગી કરે છે, તેમને બુરું ન કહો કે જેથી તેઓ સમજ્યા વિના દુશ્મનાવટને કારણે અલ્લાહ તઆલાને બુરું કહેવા લાગશે."]

ઉપરોક્ત કોમોના પૂર્વજ મહાશયો અને વડવાઓ વૈભવવિલાસી અને કામેચ્છાઓના પૂજારીઓ હતા, એવું કહેવું શું ઉચિત છે કે? નહિ. તો પછી નબીએ વિશ્વરહમત (સલ.)ની પવિત્ર ઝાત પર આ પ્રકારનો નિમ્નકક્ષાનો પ્રહાર માત્ર ઇસ્લામદુશ્મની પર આધારિત છે, એવું અમારે માનવું અને સમજવું જ રહ્યું.

---

* વધુ માહિતી માટે ડૉ. બાબાસાહેબ આંબેડકરની કૃતિ : "રામ અને અને કૃષ્ણનું ગૂઢ રહસ્ય" (The RIDDLE OF RAMA & KRISHNA) વાંચવી.

## ઇતિહાસની ગવાહી :

ઈન્સાની ખમીરમાં અલ્લાહ તઆલાએ એવા જઝબાત અમાનત મૂકયાં છે કે જેના કારણે એક ખાસ ઉમર પર પહોંચીને સ્ત્રીપુરુષ પરસ્પર જીવન ગુઝારવા લાચાર બને છે. જો આ વયે પહોંચીને સ્ત્રીપુરુષ જાઇઝ અને કાનૂની રીતે જાતીય સંબંધ જોડવા એટલે કે નિકાહ કરવા નિષ્ફળ નિવડે તો તેમના પર સવાર થયેલું ખ્વાહિશાત અને મનેચ્છાઓનું વિકરાળ ભૂત કાળું મોઢું કરવા તેમને મજબૂર કરે છે. પુરુષ ઈઝઝત, આબરૂ અને ખાનદાની માનમોભા વગેરેની પરવા કર્યા વિના ભૂખ્યાડાંસ વાઘની જેમ પરાઇ સ્ત્રી પર ત્રાટકી પડે છે. સ્ત્રી નીચ અને હલકા માણસથી પણ પોતાની વાસનાતૃષા છીપાવવામાં ક્ષોભસંકોચ અને ખંચકાટ અનુભવતી નથી.

નબીએ કરીમ હઝરત મુહમ્મદ (સલ.)ના પાક અને નિષ્કલંક દામન પર કીચડ ઉછાળનારા જાણી લે કે આપે (સલ.) આ ઉશ્કેરણીજનક, થનગનતી અને ખતરનાક યૌવનમુદ્દતને ધીરજપણે વટાવી ૨૫ વર્ષની વયે પ્રથમ શાદી કરી હતી. ઝિંદગીની આ મુદ્દત એવી છે, જેમાં જવાની દીવાની બની જાય છે. ખાસ કરીને ૧૫ થી ૨૫ વર્ષનો સમયગાળો તો અતિ નાઝુક અને ઉત્તેજક હોય છે.

શાદી પણ કરી તો ૪૦ વર્ષની વિધવા સ્ત્રી હઝરત ખદીજતુલ કુબરા (રદિ.) સાથે, જે પોતાની યુવાનીના મોહક અને કોમળ સૌંદર્યને વિદાયમાન આપી ચૂકયાં હતાં ! જે બબ્બે પતિઓનાં નિકાહમાં રહી ચૂકયાં હતાં ! જેમને અવલાદ પણ હતી ! આપે (સલ.) પોતાની ખ્વાહિશથી

શાદી કરી નથી; બલકે ખૂદ હઝરત ખદીજા (રદિ.)એ પોતે આપ (સલ.)ની પરહેઝગારી, અમાનતદારી અને અખ્લાકથી પ્રભાવિત થઇને કહેણુ મોકલાવ્યું હતું.

વળી, તે જહાલતયુગને પણ લક્ષે રાખજો, જેમાં અખ્લાકી પડતી અને હુસ્નપરસ્તીએ માઝા મૂકી હતી. જયારે લોકોની આંખો સૌંદર્યની પાછળ બીમાર જેવી અને હૃદયો પ્રેમવાસનાનાં ખૂબ ભૂખ્યાં હતાં. હુઝૂર (સલ.) તો બેહદ અને બેમિસાલ સુડોળ અને સ્વરૂપવાન હતા જ. ઉચ્ચ અને શરીફ ખાનદાનવાળા ય ખરા! બુદ્ધિનું તો કહેવું છે કે આવા નાઝુક યુગમાં કોઇપણ વ્યક્તિ પોતાના પાલવને બેશરમીના કાંટાઓથી સુરક્ષિત રાખી શકતી નથી; પરંતુ પથ્થરો પર કોતરાયેલાં ઇતિહાસનાં પૃષ્ઠો ગવાહ છે કે એવા વિનાશકારી યુગમાં પણ આપ (સલ.)એ સ્વચ્છ, નિર્મળ અને નિષ્કલંક પચીસ વર્ષીય જીવનપ્રવાસ ખેડયો છે!

નબીએ અકરમ (સલ.)એ ૨૫ વરસ સુધી તો એકલવાયું-બિનવિવાહિત જીવન ગુઝાર્યું. પછી પોતાનાથી પંદર વરસ મોટી એક વિધવા સ્ત્રી સાથે શાદી કરી અને પોતાની તાકાત તથા નવયુવાનીનો ઉમદા અને ઉછળતો જમાનો (૨૫થી ૫૦ વરસ સુધીનો જમાનો) એ જ વયોવૃદ્ધ વિધવા જીવનસંગિની સાથે વિતાવી દીધો.

જો માત્ર મજકૂર બે નુકતા (ગૂઢવાતો)ને જ નજર સમક્ષ રાખવામાં અવે તોય ઇસ્લામશત્રુઓ તરફથી થતા આક્ષેપોની પોકળતા છતી થઇ જાય છે અને નબીએ કરીમ (સલ.)ની પાકદામની અને પવિત્રશીલતા આપોઆપ સાબિત થઇ જાય છે.

આપે (સલ.) હઝરત આયશા સિદ્દીકા (રદિ.) સિવાય બધી મોટી ઉંમરની વિધવા સ્ત્રીઓ સાથે હઝરત ખદીજા (રદિ.)ની વફાત પછી, પોતાના જીવનની અર્ધી સદી વટાવીને (યૌવનમાંથી વૃદ્ધાવસ્થામાં પ્રવેશીને) શાદી કરી હતી. જો કે આપને નવયુવાન સ્ત્રીઓ ઘણી જ આસાનીથી મળી શકતી હતી. વાસનાભૂખ્યા માણસો તો વિધવા સ્ત્રીઓને બદલે રુડીરૂપાળી, નાઝુક નમણી, મુગ્ધ, કુંવારી, નવીનકોર, નટખટ અને ફટાકડી સ્ત્રીઓને પસંદ કરે છે. ચાહે તેઓ પોતે ગમે તેટલા વયોવૃદ્ધ કેમ ન હોય !

આપની શાદીમાં આવેલી ઘણી વિધવાઓ તો ઉંમરની તે મંઝિલે પહોંચી ચૂકી હતી, જેમાં સ્ત્રીઓ નિકાહપાત્ર રહેતી નથી. ઉપરાંત, મોટાભાગની પુનિત પત્નીઓને તો આપની સાથે થોડાક જ વર્ષો ગુઝારવાની તક મળી હતી અને અમુક સાથે તો આપ રાત પણ નહોતા ગુઝારતા. (હઝરત સવદહ (રદિ.)એ પોતાની વારી હઝરત આયશા (રદિ.)ને સોંપી દીધી હોવાથી આપ તેમને ત્યાં રાત ગુઝારતા ન હતા.) આ બધી શાદીઓ પણ તેવા સમયે થઈ છે; જ્યારે કે ગઝવાત (પવિત્ર ધર્મયુદ્ધ)નો સિલસિલો શરૂ થઈ ચૂક્યો હતો. અને આપે બહુધા બહાર રહેવું પડતુ'તું. શાંતિ અને સંતોષ દુર્લભ હતાં.

[આપ (સલ.)ને જન્નતના ચાળીશ માણસો જેટલી તાકાત આપવામાં આવી હતી અને જન્નતના એક માણસની તાકાત દુનિયાના ૧૦૦ માણસોની તાકાત જેટલી હોય છે. આ હિસાબે આપ (સલ.)માં ચાર હજાર પુરુષોની તાકાત મવજૂદ હતી. (ફત્હુલ બારી ભા. ૧, પે, ૩૭૮)]

વિચારો, આપ (સલ.)ની સંભોગશક્તિ કેટલી પ્રબળ અને બળવત્તર હશે ? આ હિસાબે તો અગિયાર શાદીઓની શી હેસિયત રહી જાય છે ?!

ઉપરોકત બધી જ બાબતો અને પોઇન્ટ્સને નજર સમક્ષ રાખી, પૂર્વગ્રહરહિત બની, તટસ્થપણે વિચારનાર કોઇપણ વ્યકિત આ પરિણામ પર પહોંચ્યા વિના નહિ રહે કે નબીએ કરીમ (સલ.)એ વૈભવવિલાસ, હવસ અને નફસાની ખ્વાહિશાતને સંતોષવા માટે અગિયાર અગિયાર શાદીઓ નહોતી કરી; બલ્કે એમાં ધાર્મિક, રાજકીય, સામાજિક અને સાંસારિક અનેક હિકમતો અને મકસદો છૂપાયલાં હતાં, જેની પ્રાપ્તિ આરબ જેવા જડ અને રૂઢિચુસ્ત પ્રદેશમાં બહુ પત્નીત્વ વિના શકય નહોતી. ઉપરાંત, આ મહાન સુધારક અને વિશ્વરહમત (સલ.) માટે એ મસ્લિહતોથી આંખ આડા કાન કરવા પણ ઉચિત ન હતું. એ જ કારણે જગતના મર્મજ્ઞ અને સર્વજ્ઞ (હકીમ અને અલીમ) પાલનહારે આખી ઉમ્મતથી અલગ અને આગવી રીતે આપ (સલ.)ને બહુ પત્નીત્વની છૂટ આપી.

## શરઇ હિકમત :

હઝરત ઝયનબ બિન્તે જહશ (રદિ.) સાથેના નિકાહ એક બાતિલ રસમને મિટાવવા માટે અલ્લાહ તઆલાના હુકમથી અમલમાં આવ્યા હતા.

આરબોમાં દત્તક લેવાનો રિવાજ જુના જમાનાથી ચાલ્યો આવતો હતો. આરબો દત્તકપુત્રને સગા પુત્ર સમાન લેખતા હતા. વારસાહક, તલાક, નિકાહ વગેરે બાબતોમાં હકીકી પુત્ર જેવો જ દત્તકપુત્ર સાથે વ્યવહાર કરતા હતા.

શરીઅત અને બુદ્ધિ વિરુદ્ધની આવી બાબતને ઈસ્લામ કેવી રીતે સહન કરી શકતો હતો અને આમ જનસમાજને જહાલતના અંધકારમાં ભટકતો કેવી રીતે છોડી શકતો હતો? એ કારણે અલ્લાહ તઆલાએ સર્વ પ્રથમ તો દત્તકપુત્ર લેવાની વાત હુઝૂર (સલ.)ના દિલમાં નાખી. આપે ઝૈદ બિન હારિષહને દત્તક લીધા. લોકો તેમને ઝૈદ બિન હારિષહને બદલે ઝૈદ બિન મુહમ્મદ (મુહમ્મદના પુત્ર ઝૈદ) કહીને પુકારવા માંડયા. અલ્લાહ તઆલાએ આવી રીતે પુકારવાની મનાઈ ફરમાવી દીધી: "વમા જ–અ–લ અદ્ઈયાઅકુમ અબ્નાઅકુમ........અને અલ્લાહ તઆલાએ તમારા દત્તકપુત્રોને તમારા હકીકી પુત્રો બનાવ્યા નથી. આ તો તમારાં મોઢાની વાતો છે અને અલ્લાહ તઆલા સાચી વાત કહે છે અને તે જ સન્માર્ગ બતાવે છે. તમે તેમને (દત્તકપુત્રોને) તેમનાં બાપની તરફ નિસ્બત કરીને પુકારો, આ વાત અલ્લાહ તઆલા નજીક વધુ વાજબી છે." (અહઝાબ)

દત્તક લીધા પછી આપે (સલ.) હઝરત ઝૈદ (રદિ.)ના નિકાહ પોતાની ફોઈબહેન હઝરત ઝયનબ (રદિ.) ની સાથે કરાવી દીધા. પતિપત્ની વચ્ચેના સંબંધો બરાબર જળવાયા નહિ. અંતે હઝરત ઝૈદે હઝરત ઝયનબને તલાક આપી દીધી. તલાક થયા પછી અલ્લાહ તઆલાનો હુકમ ઊતર્યો "ફલમ્મા કદા ઝયદુમ મિન્હા વ–તરન ઝવ્વજના–કહા ...............જયારે હઝરત ઝૈદે હઝરત ઝયનબથી પોતાની હાજત પૂરી કરી લીધી અને એમને તલાક આપી દીધી તો હે નબી! (સલ.) અમે એમના નિકાહ આપની સાથે કરાવી દીધા." (અહઝાબ)

આપે (સલ.) અરબસ્તાનની આ જુનીપુરાણી રસમને નાબૂદ કરવા માટે પોતાના દત્તકપુત્રની ત્યકતા (મુતલ્લકા) હઝરત ઝયનબ (રદિ.)ની સાથે નિકાહ કરી લીધા. આ રીતે આ મુબારક નિકાહે આ પુરાણી અનિષ્ટ રસમનું નિકંદન કાઢી નાખ્યું.

**એક પાયાહીન આક્ષેપ :**

ઈસ્લામદુશ્મનોએ એક બેબુનિયાદ અને ઈસરાઈલી રિવાયતને આધારે હઝરત ઝયનબ (રદિ.) અંગે હુઝૂર નબીએ કરીમ (સલ.) પર એક તદ્દન હીન અને પાયાહીન આક્ષેપ કર્યો છે. ઇસ્લામી ઈતિહાસના પૃષ્ઠો આ રિવાયતથી તદ્દન અજાણ અને અપરિચિત છે.

આ મનઘડત, ઉપજાવી કાઢેલી અને સનદ વિહોણી રિવાયતનો ખુલાસો આ છે કે એકવાર હુઝૂર નબીએ કરીમ (સલ.) હઝરત ઝૈદ (રદિ.)ના ઘરે તેમની ગેરહાજરીમાં તશરીફ લઈ ગયા. ત્યાં હઝરત ઝયનબ (રદિ.) પર આપની નજર પડી. હઝરત ઝયનબ (રદિ.)ના સૌંદર્યે આપના દિલને મોહી મોહી લીધું. દિલની આ બદલાતી હાલત પર આશ્ચર્ય વ્યક્ત કરતાં આપ (સલ.)ની જીભેથી સુબ્હાન-લ્લાહિ મુકલ્લિબલ કુલૂબ ( દિલોને પલટનાર અલ્લાહની ઝાત પાક છે ! ) નું વાકય સરી પડ્યું ! આ વાકય હઝરત ઝયનબે સાંભળી લીધું અને હુઝૂર (સલ.)ની હાલતનું અનુમાન કરી લીધું ! જયારે હઝરત ઝૈદ (રદિ.) ઘરે પાછા ફર્યા તો હઝરત ઝયનબે તેમને મજકૂર ઘટના કહી સંભળાવી. હઝરત ઝૈદ સમજી ગયા કે ઝયનબ આપ (સલ.) ના મનને ભાવી ગયાં છે—પસંદ પડી ગયાં છે. એટલા માટે નબી

(સલ.)ની પવિત્ર સેવામાં આવીને તલાકનો ઈરાદો વ્યક્ત કર્યો. આપે આવું પગલું ભરવાની મનાઈ ફરમાવી; પરંતુ દિલમાં આ જ ઇરાદો હતો કે ઝૈદ (રદિ.) એમને તલાક આપી દે તો સારૂં ! (નઊઝુબિલ્લાહ) છેવટે હઝરત ઝૈદ (રદિ.) એમને આ જ નિશ્ચયતે તલાક આપી દીધી કે હુઝૂર (સલ.) એમની સાથે નિકાહ કરી લે! સુબ્હાન–કહાઝા બુહતાનુન અઝીમ. ( આ તો મહા આક્ષેપ છે ! )

આ રિવાયત ઇસ્લામી ઈતિહાસના ચાકડે તો ચઢતી નથી જ, પણ માનવબુદ્ધિ ય એને સ્વીકારવા ઘસીને ના પાડે છે. કારણ કે હઝરત ઝયનબ (રદિ.) નબીએ કરીમ (સલ.)ના ફોઈબહેન છે. બાળપણથી જ આપ (સલ.) એમને સારી રીતે જાણતા–ઓળખતા હતા. આ ઓળખાણ છતાં ય આપ એમની તરફ આકર્ષાયા નહિ, જયારે કે હઝરત ઝયનબ કુંવારા અને યૌવના હતાં. હવે જયારે કે એમણે બીજા સાથે વિવાહ કરી લીધા અને આપનું કૌમાર ખંડિત થઇ ગયું ત્યારે આપનું દિલ લલચાયું, એ વાત માન્યામાં જ કેવી રીતે આવી શકે છે ? !

વળી, હઝરત ઝયનબ (રદિ.) સાથે નિકાહ કરવાની આપ (સલ.)ની ઇચ્છા હોત તો આપ પોતે જ હઝરત ઝૈદ સાથે એમના નિકાહ શા માટે કરાવી દેત ? ! આપ (સલ.) ના હુકમથી જ આ નિકાહ થવા પામ્યા હતા ! જોકે હઝરત ઝયનબ હઝરત ઝૈદ સાથે નિકાહ કરવા તૈયાર નહોતા. કારણ કે તેઓ હઝરત ઝૈદ કરતાં સ્વજાતને ઊંચા કુળ અને ગોત્ર (કુફૂ)ના સમજતાં હતાં અને આ જ કારણે આ નિકાહ નભ્યા નહિ.

## તા'લીમી હિકમત :

બહુ પત્નીત્વ ઇસ્લામી અહકામની તબ્લીગ અને પ્રચાર પ્રસારમાં અત્યંત સહાયકારી અને આશીર્વાદરૂપ નીવડયું છે. કારણ કે સ્ત્રીઓ પુરુષોથી અને પુરુષો સ્ત્રીઓથી દિલ ખોલીને મસાઇલ પૂછવામાં તકલ્લુફ અને ક્ષોભસંકોચ અનુભવે એ સ્વાભાવિક છે. માણસ પોતાની પત્નીથી જે રીતે કોઈપણ પ્રકારના ખંચકાટ વિના વાતચીત કરે છે, તે રીતે પરસ્ત્રીથી કરી શકતો નથી. એ જ કારણ છે કે પુનિત પત્નીઓ બેતકલ્લુફ અને બેધડક આપ (સલ.)ને ગમે તેવા મસાઈલ ગમે ત્યારે પૂછી લેતાં હતાં. એમના પ્રતાપે કેવા કેવા ગૂઢ, ગૂંચવડભર્યા અને બારીક મસાઈલ ઉમ્મત સમક્ષ આવ્યાં છે, એ કોણ નથી જાણતું ? બતાવો, જો આ પત્નીઓ ન હોત તો આટલા વિપુલ પ્રમાણમાં એ ખાનગી અને ઘરેલું મસાઇલ ઉમ્મત સમક્ષ આવી શકત ખરા ?

આપ (સલ.) નું આખું જાહેર અને ખાનગી જીવન કિતાબે હિદાયત હતું. આપ (સલ.)ના જાહેર જીવનનાં કથનવર્તનને નકલ કરનારા તો હજારો સહાબએ કિરામ મવજૂદ હતાં; પરંતુ આપ (સલ.)ના ખાનગી, ગુપ્ત અને એકાંતવાસી જીવનના કથનવર્તનને પુનિત પત્નીઓ સિવાય બીજું કોણ નકલ કરી શકવાનું હતું ? આપ (સલ.)ના એ ખાનગી જીવનને નકલ કરવા માટે અલ્લાહ તઆલાએ અનેક પત્નીઓનો પ્રબંધ કરી દીધો, જેમના પ્રતાપે આપ (સલ.) ના ગુપ્તથી ગુપ્ત અને સૂક્ષ્મથી સૂક્ષ્મ જીવનક્ષેત્રો ઉમ્મત સામે આવી ગયાં.

## રાજકીય હિકમત :

કેટલીક શાદીઓથી રાજકીય હેતુઓ પાર પડ્યા છે. હઝરત ઉમ્મે હબીબહ, હઝરત જુવયરિય્યહ અને હઝરત મયમૂનહ (રદિયલ્લાહુ અન્હુન્ન,ની સાથે નિકાહ કરવાથી ઈસ્લામશત્રુ કટ્ટર કાફિરો અને મુસલમાનો વચ્ચે શાંતિમય વાતાવરણ ઊભું કરી શકાયું હતું. કારણકે ઉમ્મે હબીબહ (રદિ.) ઈસ્લામના મહા દુશ્મન અબૂ સુફયાનની પુત્રી હતાં. આ નિકાહ પહેલાં મુસલમાનો સાથે થયેલી લડાઇઓમાં અબૂ સુફયાને મુશરિકોના સરસેનાપતિ તરીકેનો ભાગ ભજવ્યો હતો; પરંતુ આ નિકાહ પછી અબૂ સુફયાને ઈસ્લામ વિરુદ્ધ લડાતી લડાઇઓમાં ભાગ લીધો નથી; બલ્કે પાછળથી ઈસ્લામ અંગીકાર કરી લીધો હતો. એ જ પ્રમાણે હઝરત જુવયરિય્યહ (રદિ.) અને હઝરત મયમૂનહ (રદિ.) અત્યંત ક્રૂર, ઘાતકી અને લડાકુ કુટુંબો : બની મુસ્તલક અને અહલે નજ્દથી સંબંધ ધરાવતાં હતાં. એઉના નિકાહે આ ઝનૂની ખાનદાનો અને મુસલમાનો વચ્ચેના વૈમનસ્યની તિરાડને કમ કરવામાં અગત્યનો ભાગ ભજવ્યો છે.

હઝરત જુવયરિય્યહ (રદિ.)ના નિકાહથી તો રાજકીય લાભની સાથે દીની લાભ પણ થયો છે. આ નિકાહના સમાચાર જ્યારે સહાબએ કિરામે (રદિ.) સાંભળ્યા તો તેઓ એકજીભે પુકારી ઉઠયા કે, "શું હુઝૂર (સલ.)ની સાસરીના લોકો આપણી ગુલામીના બંધનમાં રહે એ ઉચિત છે કે?!" અને એકદમ બધાં જ કેદીઓને આઝાદ કરી દીધાં. બનૂ મુસ્તલક કબીલા પર આ શરાફત, ઉદારતા અને સૌજન્યની આ અસર પડી કે આખું કુટુંબ તરત જ મુસલમાન બની

ગયું અને આ નિકાહની બરકતથી બંને જગતોના અપમાનથી છૂટકારો મેળવી લીધો.

હઝરત સફિય્યહ (રદિ.)ના નિકાહ પૂર્વે મુશરિકો સાથે લડાયેલા ધર્મયુદ્ધોમાં સીધી કે આડકતરી રીતે યહૂદીઓનો સંબંધ જરૂર હતો; પરંતુ હઝરત સફિય્યહ (રદિ.)ના નિકાહ પછી મુસલમાનો વિરુદ્ધની કોઇ લડાઈમાં યહૂદીઓએ ભાગ લીધો નથી.

સારાંશ કે, બહુ શાદીઓ વડે વિવિધ ખાનદાનો જોડે આપ (સલ.)ના સંબંધો સ્થપાયા, જે આગળ ચાલીને ઈસ્લામ અને મુસલમાનોની પ્રગતિ માટે કારણભૂત બન્યાં. કદાચ આ જ કારણ છે કે આપના નિકાહમાં બનૂ હાશિમમાંથી કોઇ સ્ત્રી આવી નથી. કારણ કે તે આપનું પોતાનું ખાનદાન હતું.*

## સામુહિક હિકમત :

આ હિકમત હઝરત આયશા સિદ્દીકા (રદિ.) અને હઝરત સફિય્યહ (રદિ.) ના નિકાહોથી સારી રીતે ફલિત થાય છે. આ નિકાહો વડે આપના બંને વઝીરો : હઝરત સિદ્દીકે અકબર (રદિ.) અને હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)ની સાથે આપ (સલ.)નો મુસાહરત એટલે કે જમાઇ–સસરાનો સંબંધ સ્થાપિત થઈ ગયો,

* નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ માટે પોતાના માં-બાપના ખાનદાનની સ્ત્રીઓમાંથી માત્ર તે સ્ત્રી સાથે જ નિકાહ કરવાનું જાઈઝ હતું, જેણે મક્કા મુકર્રમહથી મદીના શરીફ તરફ હિજરત કરી હોય.

(બય્યિનાત, ઓકટો. '૮૮)

જેને લઇ એ સાહેબોનો વિશ્વાસ વધુ સંપાદિત થયો અને આગળ ચાલીને એમની ખિલાફ્તોને પણ પુષ્ટિ અને લાભ મળ્યાં.

ઉપરાંત, ઈસ્લામની સર્વોપરિતા, સરબલંદી અને પ્રચારપ્રસારમાં આ બંને બુઝુર્ગોએ ભજવેલી અગત્યની ભૂમિકાનો તકાદો પણ હતો કે એમને દુનિયામાં પણ વિશેષ સ્થાન અને સન્માન પ્રાપ્ત થાય. એટલે જ જે પ્રમાણે આપ (સલ.)એ હઝરત ઉસ્માન (રદિ.) અને હઝરત અલી (રદિ.)નાં વિવાહમાં પોતાની સુપુત્રીઓને આપીને એમનું બહુમાન કર્યું, એ જ પ્રમાણે સિદ્દીકે અકબર અને ફારૂકે આ'ઝમ (રદિ.)ની સાહબઝાદીઓ સાથે નિકાહ કરીને એમને સન્માનિત કર્યા.

આ ચારેવ મહાશયો આપ (સલ.)ના મહાન સહાબા અને આપની વફાત બાદ દીન–મિલ્લતના ખલીફા બનવાના હતા, એટલે સામુહિક હિકમત અને સિયાસતના નજર સમક્ષ એમની સાથે મુસાહરતની સગાઇ કાયમ રાખવી અત્યંત જરૂરી હતું.

## સાંસારિક હિકમત :

વિધવા અને ત્યક્તા સ્રીઓ સાથે નિકાહ કરવાને આજે પણ મોટાભાગનો મુસ્લિમ સમાજ કલંકરૂપ સમજે છે. હિન્દુ સમાજ તો એક સમયે વિધવા સ્રીને જીવંત રહેવાનો અધિકાર પણ નહોતો આપતો. આજે ય વિધવા સ્રીઓને સારી નજરે જોવામાં આવતી નથી. (રાજસ્થાનના સિકર જિલ્લાના દેવરાલા ગામમાં મૃત પતિની સાથે ચિતા પર ચડી 'સતી' થયેલી રૂપકુંવરની તાજેતરમાં ઘટેલી ઘટના

યાદ છે ને !) હુઝૂર નબીએ કરીમ (સલ.)એ એક નહિ, અનેક વિધવા સ્ત્રીઓ સાથે નિકાહ કરી, તેમની મહત્તા વધારીને તેમની સાથે થતો અન્યાય દૂર કરવાનો અને તેમની સાથે નિકાહ કરવાનો ઉમ્મતને–માનવકુળને અમલી સબક આપી ગયા.

કેટલીક સ્ત્રીઓ તો આપના નિકાહમાં એવી હતી કે જેમના શવહર જિહાદમાં શહીદ થઈ ગયા હતા અને જે નિઃસહાય બની ગઈ હતી. તેમની સહાનુભૂતિ, હમદર્દી, દિલદારી, સારસંભાળ અને સુરક્ષા માટે આપે (સલ.) નિકાહ કરી લીધા હતા. (સીરતે ખાતમુલ અમ્બિયા)

આપ (સલ.)નો વધુ પડતો સમય અલ્લાહ તઆલાની યાદ તથા અન્ય પ્રવૃત્તિઓમાં ખર્ચાતો હતો. અઝવાજે મુતહ્હરાતની સાથે ઘણો ઓછો સમય ગુઝરતો હતો. જો આપને સ્ત્રીઓનો મોહ હોત તો હકીકત આથી ઊલટી હોત.

મજકૂર હેતુઓ, રહસ્યો અને આપ (સલ.)ના ફરમાન : "મા લી ફીન્નિસાઇ મિન હાજતિન : સ્ત્રીઓની મારે કોઈ જરૂર નથી, સ્ત્રીઓમાં મને જરાયે રસ નથી"–પછી નબીએ રહમત (સલ.) વિરૂદ્ધ વીંઝાતું બહુ પત્નીત્વનું હથિયાર તદ્દન બુઠ્ઠું થઇ જાય છે.

# ચાર શાદીઓનો દૃષ્ટિકોણ

આ અગાઉ હુઝૂર નબીએ કરીમ (સલ.)ની પાક ઝાત પર થોપાતા બહુ પત્નીત્વના આક્ષેપનું આપણે ખંડન કર્યું; પરંતુ ટીકાખોરો અને દોષદેખાઓ આટલેથી જ શાંત પડતા નથી; બલ્કે તેઓ શોર મચાવે છે કે પયગમ્બર સાહેબે પોતે તો અગિયાર અગિયાર શાદીઓ કરી અને પોતાના અનુયાયીઓને પણ એક સાથે ચાર સુધી શાદીઓ કરવાની છૂટ આપી દીધી !

[ચાર શાદીઓ કરવાની છૂટછાટમાં કોઈ ખરાબી, ઐબ અને કલંક નથી. દુષ્કર અને ઐબદાર વસ્તુ તો ઝિના–વ્યભિચાર, મુક્ત સહચાર અને બળાત્કાર છે ! નવયુવાને અમર્યાદિત ગર્લ ફ્રેન્ડ્સ (Girl Friends) અને માણસે ગમે એટલી રખાતો રાખવાની, છડેચોક વૈશ્યાગૃહો અને નાઈટ કલબો ચલાવવાની જાહેર ઇજાઝત અને જાઈઝ તથા કાનૂની રીતે ચાર સુધી શાદીઓ કરવી એ કલંકરૂપ ? ! આ તે કેવો અને ક્યાંનો ન્યાય ? ! :] – પ્રકાશક

**જો ચાહે આપકા હુસ્ને કરિશ્મા સાઝ કરે !**

## બહુ પત્નીત્વ માત્ર એક ઇજાઝત છે :

સર્વપ્રથમ તો ચાર શાદીઓ કરવી ફર્ઝ અને જરૂરી નથી; બલ્કે એક પ્રકારની છૂટછાટ અને અધિકારની વાત છે. આ ઇખ્તિયારી નિયમ પર અમલ કરનાર મુસ્લિમોનું પ્રમાણ સમાજમાં તદ્દન નહિવત્ છે. બીજી શાદી કરવામાં

ઈસ્લામે લાદેલી શરતો અને જવાબદારીઓથી સભાન હોવાને કારણે મુસલમાનો સામાન્યતઃ એક જ અવરત રાખે છે. બે પત્નીઓ ધરાવનાર મુસલમાનો સમાજમાં જુજ પ્રમાણમાં છે. ચાર સ્રીઓવાળા તો જવલ્લે જ જોવા મળશે. આવી પરિસ્થિતિમાં બહુ પત્નીત્વના વિષે હોબાળો મચાવવો અકલમંદી અને ઈન્સાફની વાત નથી.

## બહુ પત્નીત્વ : પુરુષ–સ્ત્રીની સંયુક્ત જરૂરત :

ઈસ્લામમાં અમુક ખાસ સામાજિક અને સાંસારિક જરૂરતો અને સંજોગોના નજર સમક્ષ બહુ પત્નીત્વની પરવાનગી છે. એક જીવંત મઝહબમાં કેટલીક ખુસૂસી હાલતો અને જરૂરતો હેઠળ આ પ્રકારના કાનૂનની સખત જરૂરત રહે છે.

બેશક, સામાન્યપણે એક માણસ એક જ પત્ની રાખે છે; પરંતુ બહુ પત્નીત્વને પ્રકૃતિ વિરુદ્ધ તે જ લોકો કહી શકે છે, જેમણે પ્રકૃતિનો અભ્યાસ પણ પશ્ચિમનો ચશ્મો પહેરીને કર્યો હોય. આ એક હકીકત છે કે ઈન્સાનમાં કુદરતી રીતે એકથી વધુ પત્નીઓ રાખવાની અભિરુચિ છે. તે જો એક પત્ની પર સંતોષિત રહે તો પણ એની આ ખ્વાહિશ અને અને રુચિનો ઈનકાર થઈ શકતો નથી.

ઘણા માણસોની આ રુચિ અને સંભોગશક્તિ અદમ્ય, અત્યંત પ્રબળ અને બળવત્તર હોય છે. એક પત્ની વડે એમની ખ્વાહિશ સંતોષાતી નથી. વળી, કેટલીક સ્ત્રીઓ

પણ પ્રાકૃતિક રીતે એવી હોય છે કે તે પતિની વાસના-ભૂખને સંતોષવા અસમર્થ રહે છે. તો હવે તેમણે શું કરવું ? બદકારી દ્વારા પોતાની ખ્વાહિશ અને કામવૃત્તિના રાક્ષસને નાથવો કે ઈસ્લામે ચીંધેલ માર્ગને અનુસરવો ? બેમાંથી શ્રેષ્ઠ અને વાજબી માર્ગ કયો ? પશ્ચિમનો અનુભવ આપણી સામે જ છે. તેણે બહુ પત્નીત્વ પર પ્રતિબંધ મૂકી દીધો તો મુકત જાતિય સંબંધને તેણે સહન કરવો પડયો. આજે ત્યાં કાનૂની રીતે એક માણસની એક જ પત્ની હોય છે, પણ રખાતો અને "પ્રાઈવેટ સેક્રેટરીઓ" અનેક હોય છે.

માસિકધર્મ (Monthly Course)માં પોતાની પત્ની સાથે સંસર્ગ (જિમાઅ) કરવાની ઈસ્લામે મનાઈ કરી છે. (કુલ હુ-વ અઝનૂ ફઅતઝિલુન્નિસાઅ) ઉપરાંત, સગર્ભા કે દુગ્ધાવસ્થામાં અવરત સાથે જિમાઅ કરવો અવરત અને બાળક માટે તબીબી રીતે નુકસાનકારક છે. ભારે શહવત-વાળા માટે આ સમયગાળો પસાર કરવો અતિ બોજરૂપ બને છે. જો બીજી પત્ની હોય તો તે આ બોજને હળવો કરી શકે છે, નહિતર......... ! !

અમુક ઉંમરે પહોંચીને અથવા અમુક સંજોગોમાં અવરત ધણીના કામની રહેતી નથી. જેમ કે તે કોઈ કાયમી બીમારીની શિકાર થઈ જાય. જયારે પુરુષની કામવૃત્તિ કદી છીનવાતી નથી યા મોડી છીનવાય છે. તો આવા સંજોગોમાં પ્રજોત્પત્તિના કુદરતી કાનૂનને જારી રાખવા યા માણસના વીર્યને અસ્થાને વેડફવાથી રોકવા બહુ પત્નીત્વનો ઈસ્લામી કાનૂન માનવજગત માટે આશીર્વાદરૂપ અને ઉપકારક છે.

સંતાનસુખ એ નિકાહનો મહાન હેતુ અને કુદરતની ઘણી મોટી નેઅમત છે. ઇન્સાનને સંતાનસુખ ન મળે તો એનું આખું જીવન કડવું ઝેર જેવું બની જાય છે. અવલાદ એ માતાપિતાનો આધારસ્તંભ છે. સંતતિ એ જ ખરી સંપત્તિ છે. સંતતિવાન બનવાની સ્ત્રી–પુરુષ બંનેની ભારે ખ્વાહિશ હોય છે. માની લો કે માણસની પહેલી પત્ની વાંઝિયેર પુરવાર થાય તો ? શું તેને તલાક આપી દેવી ? વાંઝિયાપણું તો એક કુદરતી વસ્તુ છે. એમાં એ બિચારીનો શો વાંક ? કેટલીક વાર તો વાંઝિયેણ પત્ની સાથે પતિને પણ એટલી મુહબ્બત થઈ જાય છે કે તે એને છોડવાનું પસંદ કરતો નથી. એવા સંજોગોમાં શું કરવું ? પેલા આક્ષેપકારો જ જવાબ આપે !

## બહુ પત્નીત્વ : સામાજિક જરૂરત :

અકસ્માત, યુદ્ધ અને કૌમી હુલ્લડોમાં સ્ત્રીઓ કરતાં પુરુષો (અને તેમાં ય ખાસ કરીને નવયુવાનો) વધુ મરે છે. પરિણામે સમાજમાં વિધુરો કરતાં વિધવાઓનું પ્રમાણ વધુ જોવા મળે છે. શું આ વિધવા સ્ત્રીઓ જીવનભર સબર કરે ? એમનો કામદેવ હંમેશા નથાયેલો રહી શકશે એની શી ગેરંટી ? આ વાત અશકય નહિ તો મુશ્કેલ જરૂર છે. ઉપરાંત, આજકાલ કુંવારોવર્ગ વિધવાઓ સાથે શાદી કરવા રાજી નથી. એટલે આ બિચારી વિધવાઓને એક તો પોતાના પ્રથમ ધણીઓને ગુમાવ્યાનું દુઃખ અને બીજો ધણી ન મળે એ બીજું દુઃખ ! દાઝેલાને ડામ જેવી વાત થઇ. આવી દુખીયારીઓનું દુઃખ ભાંગવાનો ઉપાય શું ? જાહેર છે કે (વિધુર પુરુષો જેમનું પ્રમાણ વિધવાઓ કરતાં

ઓછું રહે છે, મળે તો ઠીક, નહિ તો) પરિણીત પુરુષોથી શાદી કર્યા વિના બીજો કોઇ ઈલાજ નથી.

માનવજીવનમાં માનવીય શકિત (MAN POWER) અગત્યની ભૂમિકા ભજવે છે. ખેતીવાડી, ઉદ્યોગ, સમાજ અને સંસારને લગતી જરૂરતો તથા સેવાઓ માટે એનું બુનિયાદી મહત્ત્વ છે અને અમુક ખાસ સંજોગોમાં આ મહત્ત્વ ઘણું વધી જાય છે. સંખ્યાબળમાં વૃદ્ધિનું એક માધ્યમ બહુ પત્નીત્વ છે. કારણ કે સ્ત્રી ૪૦–૪૫ વરસ પછી સંતાનોત્પત્તિને લાયક રહેતી નથી. જયારે પુરુષ ૭૦ વરસ પછી ય સ્ત્રીને ફળદાયી બનાવવા શકિતમાન રહે છે. આવા સમયે બીજી શાદી કરી લેવાથી અવલાદનો સિલસિલો શરૂ થઇ શકે છે. જે જાતિઓ કે દેશોને માનવબળની જરૂરત હોય છે, તે બહુ પત્નીત્વને પ્રોત્સાહન આપે છે. પહેલા અને બીજા વિશ્વયુદ્ધે આ અભિગમને કબૂલ કરવામાં અનુકૂળતા જન્માવી દીધી છે. હિટલરના નાયબ વડાપ્રધાને ૧૯૪૪માં એક પત્ર લખ્યો હતો. આ દસ્તાવેજી પત્ર "અલ ઇહરામ" અખબારના ૧૩ ડિસેમ્બર ૧૯૬૦ના અંકમાં પ્રગટ થયો છે. તે એમાં કહે છે કે, "હિટલર ઘણી ઉતાવળી ગતિએ આ વાત પર વિચારમંથન કરી રહ્યો હતો કે જર્મનીમાં પ્રત્યેક વ્યકિત માટે કાનૂની રીતે બે શાદીઓ કરવાનું જરૂરી ઠરાવી દેવામાં આવે. જેથી જર્મન કોમના ભાવિની સુરક્ષા થઇ શકે. ('અવરત ઇસ્લામકી નઝરમેં' પેજ–૧૨૬)

### ઇસ્લામનો તર્ક :

ઇસ્લામે વ્યભીચારને સદંતર હરામ ઠરાવ્યો છે અને

વ્યભીચારનું આચરણ કરનાર માટે સખત સજા નિયુકત કરી છે.

શું આ યોગ્ય છે કે એક તરફ તો શરીઅત લોકો માટે ઝિનાને હરામ ઠરાવે અને બીજી તરફ એમને ઝિના તરફ ધપવા પણ દે ? જયારે ઝિના પ્રતિબંધિત અને હરામ ઠરાવાયો છે તો એનો બીજો કોઇ વિકલ્પાત્મક માર્ગ પણ ખુલ્લો રહેવો જ જોઇએ. જો બહુ પત્નીત્વ પર પાબંદી મૂકી દેવાય તો લોકોમાં ઝિનાનું આકર્ષણ જન્મે એ સ્વાભાવિક છે. એટલે જ ઝિનાની હુર્મત (નિષિદ્ધતા)નો એકમાત્ર વિકલ્પ બહુ પત્નીત્વ છે.

## મકસદ હદબંદી છે :

વિશ્વના દરેક ધર્મે બહુ પત્નીત્વની ખામોશ કે સ્પષ્ટ શબ્દોમાં છૂટ આપી છે અને બહુ પત્નીત્વને મર્યાદિત પણ કર્યું નથી. જયારે ઇસ્લામે બહુ પત્નીત્વને કડક અને કઠોર શરતો સાથે ચાર સુધી મર્યાદિત કરીને અને ગેર અખ્લાકી તથા ગેર કાનૂની ડઝનબંધ પત્નીત્વના દરવાજાને હંમેશા માટે વાસી દઇને માનવજગત પર મહાન ઉપકાર કર્યો છે. ઇસ્લામે જયાં ચાર પત્નીઓની છૂટ આપી છે ત્યાં અનેક શરતો પણ મૂકી છે.

બહુ પત્નીત્વની ઈજાઝતથી લાભ ઉઠાવવા માટે પુરુષની આર્થિક અને શારીરિક હાલત સારી હોવી જોઇએ. જો તે બીજી પત્નીના ભરણપોષણ અને મકાનનો ખર્ચ ઉઠાવવા અસમર્થ હોય અથવા જાતીય સંબંધ સંતોષવા અશકિતવાન હોય તો તેણે એક જ પત્નીને પૂરતી સમજવી જોઇએ.

અલ્લામહ ઇબ્ને અરબી માલિકી (રહ.) કહે છે :

"જો માણસ આર્થિક અને શારીરિક રીતે ચાર શાદીઓની શક્તિ ધરાવતો હોય તો ચાર કરે. જો એની આર્થિક સ્થિતિ અથવા જાતીય સંબંધ માટે એની શારીરિક હાલત ચાર શાદીઓ કરવા અસમર્થ હોય તો એણે ફક્ત એટલી જ શાદીઓ કરવી જોઇએ, જેટલી શાદીઓ કરવાની એ શક્તિ ધરાવતો હોય." (અહકામુલ કુર્આન ભા.–૧ પે. ૧૩૦)

માણસ આર્થિક અને શારીરિક દૃષ્ટિએ તો બીજી શાદીઓ કરવાને પાત્ર હોય, પણ ભરણપોષણ, લિબાસ અને મકાન જેવી બાબતોમાં એમના દરમિયાન સમાન વહેવાર અને વર્તાવ કરી શકવામાં ડગુમગુ હોય–ભયભીત હોય તો એક પત્ની પર જ સંતોષ માનવો જોઇએ. ઈર્શાદ છે; "ફઇન ખિફ્તુમ અલ્લા તઅ્દિલૂ ફવાહિદતન્ : પછી જો તમને તેણીઓ વચ્ચે ન્યાય નહિ કરી શકવાની ધાસ્તી હોય તો એક જ પત્ની પર બસ કરો." (સૂરએ નિસાઅ) અને સાથે આ પણ ફરમાવી દીધું કે ઈન્સાફનું કામ એટલું મુશ્કેલ અને કઠિન છે કે તમે ગમે એટલું ચાહશો પણ ઈન્સાફ કાયમ રાખી શકશો નહિ : લન તસ્તતીઊ અન્ તઅ્દિલૂ બયનન્નિસાઇ વ લવ હરસ્તુમ.

બધી પત્નીઓની અવલાદને પણ સમાન હક્કો આપવા પડશે. કોઇ એક પત્નીની અવલાદ સાથે ઓરમાયું વર્તન કરવું જાઇઝ નથી. બહુ પત્નીત્વની છૂટછાટનો લાભ ઉઠાવવા માટે ઉપરોક્ત બધી જ શરતોની અદાયગી જરૂરી છે.

ઉપરાંત પોતાની પત્ની સાથે અન્યાય અને અત્યાચાર કરનાર પતિ માટે કુર્આન અને હદીષમાં ઘણી સખત વઇદો

અને ધમકીઓ આવેલી છે. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે :

"જે માણુસને બે પત્નીઓ હોય અને તે એમના દરમિયાન ઈન્સાફ ન કરે તો તે કિયામત (પ્રલય)ના દિવસે એવી રીતે આવશે કે એના બદનનો એક તરફનો ભાગ ઝુકેલો હશે—લકવાગ્રસ્ત હશે." (મિશ્કાત, તિરમિઝી, નસાઇ, ઇબ્ને માઝહ, અબૂ દાવૂદ)

જે બાબતો ઇન્સાનની શકિત અને અધિકારમાં છે, તેમાં તો પત્નીઓ દરમિયાન ઈન્સાફ કરવો જરૂરી છે. આ વાત ઇન્સાનના અધિકારમાં નથી કે તે સૌથી એકસરખી મુહબ્બત પણ કરે. કોઇની તરફ દિલનો ઝોક વધુ અને કોઇની તરફ ઓછો હોય શકે છે. હઝરત આયશા (રદિ.) ફરમાવે છે :

જે ચીજો વહેંચી શકાતી હતી, તેને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઈન્સાફપૂર્વક વહેંચી દેતા અને પછી ફરમાવતા : હે અલ્લાહ ! જે ચીજો પર મને અધિકાર પ્રાપ્ત છે, તેમાં મેં આ વહેંચણી કરી છે. જે વાતોનો તું માલિક છે અને જે મારા અધિકારમાં નથી, તેમાં વધારો—ઘટાડો થાય તો એના પર મારી પકડ ફરમાવીશ નહિં." (મિશ્કાત, તિરમિઝી, નસાઈ, ઇબ્ને માજહ)

આનો એ મતલબ પણ નથી કે માણસ મુહબ્બત અને દિલી સંબંધના મીષે (બહાને) કોઇની તરફ બિલકુલ ઝુકી જાય અને બીજી સાથે ઝુલ્મ થવા લાગે અને તે પતિ હોવા છતાં પતિ વગરનું જીવન ગુઝારવા મજબૂર બની જાય. કુર્આન સ્પષ્ટ શબ્દોમાં આ વાતની મનાઇ ફરમાવે છે :

"તમારી ઇચ્છા–લાલચ હોવા છતાં તમે પત્નીઓ દરમિયાન પૂરેપૂરો ઇન્સાફ કરી શકશો નહિ. તે છતાંય કોઈ એકની તરફ બિલકુલ ન ઝુકી જાઓ કે બીજીને અદ્ધર લટકતી છોડી દો." (સૂ. નિસાઅ, ૧૨૯)

મજકૂર કડક અને ચુસ્ત શરતો, ધમકીઓ અને મર્યાદાઓને જોતાં તો એવું જણાય છે કે ઇસ્લામે બહુ પત્નીત્વને અમલી રીતે એક પત્નીત્વ (MONOGAMY) સુધી મર્યાદિત કરી દીધું છે. કારણ, ઇસ્લામે લગાવેલી કેવળ ઇન્સાફની એક શરત જ એવી છે કે એના પર અમલ કરવો અતિ મુશ્કેલ છે. જેથી પુરૂષો આપમેળે જ એક પત્ની કરવા લાચાર બનશે. કોઇ ખાસ જરૂરત વિના પુરૂષ બીજી શાદી કરવાની હિમ્મત કરી શકશે નહિ.

હકીકત આ છે કે ઇસ્લામી નિયમની દૃષ્ટિએ એકથી વધુ પત્નીઓ રાખવી નાનીના લાડવા આરોગવા જેવું સરળ કામ નથી. ઇસ્લામે શહવત પરસ્તી કે વિષયસુખની ઇચ્છા ખાતર નહિ, *બલકે સામાજિક અને સાંસારિક મૂલ્યોનું જતન કરવા તથા અખ્લાકી પાસાંને ઉપસાવવાના હેતુસર બહુ પત્નીત્વની છૂટ આપી છે. અનુભવે સાબિત કરી દીધું છે કે ઇસ્લામનો આ કાનૂન માનવપ્રકૃતિનો ખરો તકાદો છે.

---

*નબીએ કરીમ (સલ.)નુ ફરમાન છે; તઝવ્વજૂ વલા તુતલ્લિકૂ ફઈન્નલ્લા–હ લા યુહિબ્બુઝ્ઝ ઝવ્વાકી–ન વલઝ્ઝવ્વાકાતિ : શાદીઓ કરો અને તલાક ન આપો. કારણ કે અલ્લાહ તઆલા સ્વાદ ચાખનારાઓ અને સ્વાદ ચાખનારીઓને પસંદ કરતો નથી.

(તબરી, દારે કુત્ની)

આ હદીષ શરીફથી ફલિત થયું કે શાદીઓનો મકસદ મોજમજા, શહવત પરસ્તી, ઐશઆરામ અને વૈભવવિલાસ નથી. શાદીઓના મકસદનું વર્ણન કરતાં કુર્આન શરીફ કહે છે; ફલ્આ-ન બાશિરૂહુન્ન વબ્તગૂ મા ક-તબલ્લાહુ લકુમ : હવે તમે પોતાની પત્નીઓ સાથે સંસર્ગ (જિમાઅ) કરો અને તે સંતાનોને પ્રાપ્ત કરો, જે અલ્લાહે તમારા માટે લખી દીધાં છે. (બકરહ, ૧૮૭)

# બહુ પત્નીત્વ : નબવી ચમત્કાર

કેટલાક "રોશન ખ્યાલ" મુસલમાનો આશ્ચર્ય વ્યક્ત કરતાં અને કેટલાક દોષખોરો વાંધો ઉઠાવતાં કહે છે કે, ધર્મપ્રચારની ભારેખમ જવાબદારી અને જિહાદની મશગૂલિયત છતાં આટલી પત્નીઓના હકકો નબીએ કરીમ (સલ.) કેવી રીતે અદા કરી શકતા હતા ? ! તાજેતરમાં વિવાદ અને વિષાદના ચકરાવે ચડેલી બડા શયતાન સલમાન રશ્દીની નાપાક અને બદનામ કૃતિ–'ધી સેતાનિક વર્સીસ' (શયતાની પંક્તિઓ)માં પણ ઈસ્લામશત્રુ પશ્ચિમી જગતના મજકૂર આક્ષેપનેચ વાગોળવામાં આવ્યો છે : "નવલકથામાં જે સપનાનો એક પ્રસંગ છે તેમાં મેહાઉન્ડની પત્નીઓને (નઊઝુબિલ્લાહ વેશ્યાઓ તરીકે દેખાડી છે તેનાથી મુસ્લિમોનાં હૃદયને વ્યથા પહોંચી છે. આ ઉપરાંત, નવલકથામાં સલમાન રશ્દીએ છ નિવેદનો મૂકયાં છે તે સાવ ઈતિહાસની વિરુદ્ધનાં છે. દા. ત. રશ્દીએ લખ્યું છે કે મેહાઉન્ડ (તેનો મતલબ પયગમ્બરના મૂળ નામ સાથે છે) કાનૂનોનો ભંગ કરીને રહેતા હતા. તે સ્ત્રી સાથે ફરિશ્તા જેમ વર્તતા નહોતા......." ('અભિયાન' ૨૭ ફેબ્રુઆરી ૧૯૮૯)

રશ્દીઓ, ના પૂછો તમે કુર્આનને, ના પૂછો તમે હદીષને, (કારણ કે કુર્આન–હદીષને તો તમે માનતા જ નથી) હા, પૂછો તમે જગતના ઈતિહાસને ! ઉતરો તમે વિશ્વઈતિહાસની ભીતરમાં ! ઈતિહાસનું ઉપર છલ્લું અને છીછરું જ્ઞાન તથા અધ્યયન તો હંમેશા વિનાશકારી અને જીવલેણ પરિણામોને નોતરે છે. પોતાના માનસિક મનોરંજન માટે અથવા જગતની મહાન વિભૂતિઓનું વસ્ત્રહરણ

કરવાના નાપાક હેતુસર ગમે તેવી ઉટપટાંગ વાતો લખી મારવી કોઈ સર્જનકલા કે સાહિત્યકમાલ નથી.

વિવિધ કુટુંબો અને વિવિધ સ્વભાવની ખાતૂનો નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના અંગત જીવનનું પ્રત્યક્ષ દર્શન કરે છે અને એકજીભે, એકમતે આપ (સલ.)ની પવિત્રતા, આત્મસંયમતા, ન્યાયપરાયણતા, સમાન વર્તન અને પરહેઝગારીની ગવાહી આપે છે. આપ (સલ.)ના ખાનગી જીવનમાં કોઇ ઊણપ કે વાંધાજનક બાબત હોત તો તે પુનિત પત્નીઓ સામે કદી ગુપ્ત રહી શકત નહિ અને પુનિત પત્નીઓની આટલી મોટી સંખ્યા આપ (સલ.)ના પારિવારિક જીવનની શુદ્ધતા, નિર્મળતા અને નિર્દોસતા પર સંમતિ સાધી શકત નહિ. એકાદ પત્ની તો મતભેદ જરૂર કરત. આપ (સલ.)ના ખાનગી અને ઘરેલું જીવનને લગતી કોઇ ફરિયાદ પુનિત પત્નીઓએ કર્યાનું જગતના ઇતિહાસે નોંધ્યું નથી આપની ન્યાય પરાયણતા અને ઉચ્ચ અખ્લાકની આથી મોટી દલીલ બીજી કઈ હોય શકે છે કે આપના લગ્નજીવનમાં જે પણ જોડાયાં તેમનો લગ્નસંબંધ આજીવન કાયમ રહ્યો. તલાકની નોબત આવી નથી. આપ (સલ.)ના સમાનવહેવારે અને ન્યાયભરી દૃષ્ટિએ જ તો પુનિત પત્નીઓને પરસ્પર સંપ અને પ્રેમની સાંકળમાં જકડી રાખ્યા હતાં, પરસ્પર કદી ચડભડ થવા દીધી નથી.

પુનિત પત્નીઓને વેશ્યાઓ અથવા માનવંત પયગમ્બર (સલ.)ને વૈભવવિલાસી તરીકે ચીતરનારાઓને ચૂપ કરવા માટે તો હઝરત આયશા સિદ્દીકા (રદિ.)નું આ કથન જ પૂરતું છે.

"મેં કદી આપ (સલ.)નું સતર (ગુપ્તાંગો) જોયું નથી અને ન તો હુઝૂર નબીએ કરીમે (સલ.) કદી મારું સતર જોયું છે."

શું દુનિયાની કોઇ પત્ની પોતાના પતિ વિષે આવી સાક્ષી આપી શકે છે કે, તેમણે જીવનભર પરસ્પર એક બીજાના ગુપ્તાંગો ન જોયા હોય ? ! શરમહયા અને પાકીઝગીની આથી મોટી દલીલ બીજી કઈ હોઇ શકે છે ? અખ્લાકનો આ ચમત્કારિક નમૂનો નબવી જીવન સિવાય બીજે કયાંય મળી શકવાનો નથી.

હવે થોડીક ઈસ્લામી ચર્ચા પણ કરી લઈએ.

નબીએ કરીમ (સલ.) પુનિત પત્નીઓના હક્કો ન્યાયપૂર્વક અદા ફરમાવતા હતા. આ નેક નક્કર સત્ય છે. હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે, વફાત વખતે આપ (સલ.)ને નવ પત્નીઓ હતી. એ પૈકી આઠની સાથે આપ સહશયન (જિમાઅ) ફરમાવતા હતા. કારણ કે સવદહ (રદિ.)એ પોતાની વારી હઝરત આયશા (રદિ.)ને સોંપી દીધી હતી. (એટલે આપ ત્યાં રાતવાસો ફરમાવતા નહોતા.) (બુખારી–મિશ્કાત)

નબીએ અક્રમ (સલ.)ને અનેક વિશિષ્ટતાઓ અર્પણ થઇ હતી. તે પૈકી એક આ પણ હતી કે, પુનિત પત્નીઓ દરમિયાન સમાનવર્તન કરવાનું આપના શિરે જરૂરી નહોતું. તે છતાં આપ (સલ.) એમના દરમિયાન સંપૂર્ણ ઇન્સાફ અને બરાબરીનો વહેવાર રાખતા હતા. હઝરત આયશા (રદિ.) ફરમાવે છે કે, "નબીએ કરીમ (સલ.)

અત્યંત ઇન્સાફની સાથે પત્નીઓના હક્કો અદા ફરમાવતા હતા અને પછી આ દુઆ કરતા હતા કે, હે અલ્લાહ ! જે ચીજો પર મને અધિકાર પ્રાપ્ત છે, તેમાં મેં આ વહેંચણી કરી છે અને જે ચીજોનો તું માલિક છે અને જે મારા અધિકારમાં નથી, તેમાં વધારો–ઘટાડો થાય તો એના પર મારી પકડ ફરમાવીશ નહિ."

(તિરમિઝી, અબૂ દાવૂદ, નસાઇ, મિશ્કાત, ઈબ્ને માજહ)

ખૂદ આપ (સલ.)નો ઇરશાદ છે :

"તમારામાં સૌથી બેહતર માણસ તે છે, જે પોતાના ઘરવાળાઓ માટે સૌથી બેહતર હોય અને હું પોતાના ઘરવાળાઓ માટે તમારા સૌથી બેહતર છું."

(તિરમિઝી, ઈબ્ને માજહ, મિશ્કાત, દારમી)

# બહુ પતિત્વ

કહી શકાય છે કે જો એક પુરુષને એક જ વખતમાં ચાર પત્નીઓ કરવાની છૂટ હોય તો સ્ત્રીને પણ એકથી વધુ પતિ રાખવાનો હક મળવો જોઇએ.

આ છૂટછાટમાં અનેક સામાજિક અને સાંસારિક ખરાબીઓ છે. એટલે જ જગતના કોઇ ધર્મે એક સ્ત્રીને અનેક પતિ રાખવાની છૂટ આપી નથી. સુસંસ્કૃત જાતિઓએ આ રિવાજને કદી અપાનાવ્યો નથી.

જો સ્ત્રીને આ છૂટ આપીય દેવામાં આવે તો તે એને સહન કરી શકવાની નથી. કારણ કે અનેક પતિઓનો જાતીય બોજ અને અનેક કુટુંબોનો કાર્યભાર તે કેવી રીતે વેઠી શકવાની હતી ! વળી, હમલ (ગર્ભ) અને દુગ્ધાવસ્થાની તકલીફોને કારણે અનેક પતિઓના જાતીય સંબંધને સંતોષવું તેના માટે ઘણું જ મુશ્કેલ છે. એનાથી તેનું સ્વાસ્થ્ય બગડવાની પણ ભીતિ છે.

આ એક બુદ્ધિ, તર્ક અને પ્રકૃતિ વિરુદ્ધની માંગણી છે. કારણ કે આ સૂરતમાં નુત્ફો (પુરુષશુક્રાણુ) મિશ્રિત અને શંકાશીલ થઇ જવાને લીધે બાળકનો મૂળ નસબવંશ જાણી શકાશે નહિ અને એ કારણે વર્ણસંકરિયા (મખ્લૂતુન્નસબ) બાળકનું ભાવિ જોખમમાં આવી પડશે. કારણ જ્યારે બાળકનો વંશ જ માલમ નહિ પડે તો તેનો ખર્ચ કોણ વહન કરશે ? તેની તા'લીમ અને સારસંભાળનો જવાબદાર કોને માનવો ? એ કોનો વારિસ બનશે અને એનો કોણ વારિસ બનશે ?

ઇસ્લામે તલાક પછી ઇદ્દત ગુઝારવાનો એટલા જ માટે હુકમ દીધો છે કે જો ગર્ભાધાન થયું હોય તો તે આ ઇદ્દતની મુદ્દત દરમિયાન જાહેર થઇ જાય અને નુત્ફો મિશ્રિત તથા શંકાશીલ ન બની જાય.

આવી સ્ત્રી વ્યભિચારિણીના હુકમમાં આવી જાય છે અને એના તથા એક રૂપજીવિના (વેશ્યા)ના હુકમમાં કોઇ તફાવત રહેતો નથી. કારણ કે, વેશ્યાનો કોઇ પણ 'પતિ' સંપૂર્ણપણે એના ભરણપોષણનો ખર્ચ ઉઠાવતો નથી.

અનેક પતિ ધરાવતી સ્ત્રીમાં જાતીય અને માનસિક રોગો પણ જન્મી શકે છે. અનુભવે પણ આ વાત પુરવાર કરી દીધી છે. પાશ્ચ દેશોમાં તો આ વબા ફેલાતી જાય છે, પણ આપણા દેશમાં કલકત્તા, મુંબઈ અને રાજકોટની ગણિકાઓમાંય 'એઇડ્ઝ'નો રોગ લાગુ પડયાના સમાચાર અખબારોમાં ચમકયા હતા........સરકારના સર્વેક્ષણ મુજબ ભારતમાં ૨૨ દર્દીઓ એઈડ્સથી પીડાય છે અને પંદર જણાનું તેનાથી મોત થયું છે. (અભિયાન ૨૨ ઓગષ્ટ' ૮૮)

બહુ પતિત્વ (POLYANDRY)થી સામાજિક સમસ્યાઓ પણ ઊભી થઈ શકે છે. પુરુષ–ચાહે તે ગમે તેટલો નિમ્ન કક્ષાનો અને દુષ્ટ હોય–પણ તે પોતાની પત્ની સાથે બીજાના સંબંધને સાખી શકતો નથી. એક સ્ત્રીનો અનેક માણસોથી સંબંધ હોય તો સ્વાભાવિક રીતે એમના દરમિયાન ઈર્ષા, ખેંચતાણ, પ્રતિસ્પર્ધિતા અને શત્રુતા જન્મે છે. કેટલીકવાર તો તેઓ એક–બીજાના લોહીના તરસ્યા બની જાય છે. એમની આ ખેંચતાણ સ્ત્રીના રાહતઆરામને પણ છિન્નભિન્ન કરી નાખે છે. આ પ્રકારની

ખરાબીઓ બહુ પત્નીત્વથી ઉદ્દભવી શકતી નથી. કારણ કે સ્ત્રીઓની પ્રતિક્રિયાઓ અને પ્રત્યાઘાટ પુરુષો જેવા જલદ અને ભયંકર હોતા નથી. અને એના સંગીન પરિણામો પણ જોવા મળતાં નથી.

સ્ત્રીમાં શરમ–હયાની લાગણી કુદરતી રીતે મવજૂદ છે. આ લાગણીને કારણે તે પોતાની જાતીય લાગણીઓને પુરુષની જેમ આસાનીથી પ્રગટ કરતી નથી; બલકે એને યથાશક્તિ દબાવે છે, છૂપાવે છે. એકથી વધુ માણસોની સાથે સંબંધ રાખવાથી એની આ લાગણી લુપ્ત થઇ જાય છે. પરિણામે સ્ત્રી સ્વચ્છંદી અને બેશરમ બનતી જાય છે. જો સ્ત્રીવર્ગ બીભત્સ અને બેશરમ બની જાય તો સમાજ ઉતાવળે નૈતિક અધઃપતન તરફ વળે છે.

# બહુ પત્નીત્વ પરધર્મીઓની નજરે

જ્યૉર્જ રીલે સ્કૉર્ટ લખે છે :

"પુરુષ બુનિયાદી રીતે બહુ પત્નીત્વની મનેચ્છા ધરાવે છે અને સંસ્કૃતિની પ્રગતિ આ ફિતરી–પ્રાકૃતિક બહુ પત્નીત્વમાં વધારો કરી આપે છે."

(History of Prostitution P. 21)

ડૉક્ટર રામ લેન્ડૂ એથી વધુ સ્પષ્ટ શબ્દોમાં લખે છે :

"એક અધૂરી દુનિયામાં–જે પ્રકારની દુનિયામાં આપણે વસીએ છીએ–બહુ પત્નીત્વને ફિતરી રીતે જાઇઝ કહેવું પડશે. બહુ પત્નીત્વને સંપૂર્ણ નાબૂદ કરવા માટે આપણે સર્વપ્રથમ આખી તેહઝીબ–સંસ્કૃતિના કર્તવ્યને બદલવું પડશે. પછી પુરુષની ફિતરતને અને સૌથી છેલ્લે ખૂદ ફિતરતને બદલવી પડશે."

(Sex Life and Faith P. 136)

Mr. Letoourneay પોતાના પુસ્તક "The Evolution of Marriage"માં લખે છે :

"આપણે આંખો ઉઘાડવી પડશે, એ પછી આપણે મહસૂસ કરી શકીશું કે આજે તે દેશોમાં પણ જે સંસ્કારી હોવામાં મશહૂર છે અને તે વર્તુળોમાં પણ જે ઘણાં જ વિખ્યાત અને વિશિષ્ટ ગણાય છે, બહુમતી એવા લોકોની છે, જે બહુ પત્નીત્વની અદમ્ય મનેચ્છાઓ ધરાવે છે."

(P. 136)

ડૉ. રામ લેન્ડૂ બીજા સ્થળે આલેખે છે :

"ઇતિહાસ અને વિજ્ઞાને એકત્ર કરેલી સાક્ષીઓથી આ અનિવાર્ય બની જાય છે કે બહુ પત્નીત્વને વધુ પ્રામાણિકતાથી અપનાવવામાં આવે."

(Sex Life and Faith)

મેક્ષ નાર્ડન ભારપૂર્વક કહે છે :

"એક પત્નીત્વનો કાનૂન લદાયેલો હોવા છતાં ય આધુનિક દેશોમાં પુરુષ બહુ પત્નીત્વની સ્થિતિમાં રહે છે. એક લાખ પુરુષોમાંથી એકાદ પુરુષ એવો હશે, જે મરણ પથારી પર આ કહી શકે કે તે પોતાની ઝિંદગીમાં એક સ્ત્રી સિવાય કોઈનાથી પરિચિત થયો નથી."

(Convertional Life of Civilization P. 301)

ડૉ. મેકફેરલેનનો ખ્યાલ છે :

"સવાલ પર ચાહે સામાજિક દૃષ્ટિએ વિચારવામાં આવે અથવા ધાર્મિક દૃષ્ટિએ, આ વાત સાબિત કરી શકાય છે કે બહુ પત્નીત્વ સંસ્કૃતિઓના ઉચ્ચકક્ષાના માપદંડની વિરુદ્ધ નથી........"

(The Case for Polygamy)

ડૉ. સી. જી. જંગ પોતાની એક કિતાબમાં લખે છે :

"આફ્રિકી મિશનરીઓ દ્વારા બહુ પત્નીત્વની નાબૂદીનું પરિણામ આ આવ્યું કે વ્યભીચાર અને વેશ્યાગીરીમાં અસામાન્ય વધારો થઇ ગયો."

(Modern man in Search of a soul)

તાજેતરમાં ઈસ્લામ ધર્મ અંગીકાર કરનાર મિસ્ટર અડિયારે (મદ્રાસ) પોતાના અખબાર "નૈરોત્તમ"માં

લખેલી એક લાંબી લેખમાળામાં ઇસ્લામ સ્વીકાર પહેલાં લખ્યું છે :

“વ્યભિચાર અને વેશ્યાવૃત્તિને હરામ ઠરાવી તેમ જ બહુ પત્નીત્વની કાયદેસર છૂટ આપનાર ડહાપણભર્યો ધર્મ, ઈસ્લામ ધર્મ છે. એક થી વધુ લગ્નની થોડા અંકુશો સાથે છૂટ આપીને હકીકતમાં ઇસ્લામે પુરુષ અને સ્રીઓનો શારીરિક બાંધો, એમની મનોવૃત્તિ અને વ્યવહારિક જરૂરિયાતોનું પૂરેપૂરું ધ્યાન રાખ્યું છે, અને આવી રીતે અમારી દૃષ્ટિએ ઈસ્લામ બિલકુલ વૈજ્ઞાનિક ધર્મ પુરવાર થાય છે.” (ઇસ્લામ જેને હું ચાહું છું–૭૦)

More out than in (‘હિન્દુસ્તાન ટાઈમ્સ’ પ્રકાશન ૧૨ સપ્ટે.’ ૬૦)માં લખ્યું છે :

“સંયુક્ત રાષ્ટ્રસંઘના આ ડીમોગ્રાફિક વાર્ષિક મુખપત્રના વર્ણનથી જણાય છે કે મુસ્લિમ દેશોમાં હરામી બાળકોના જન્મનું પ્રમાણ નહિવત્ છે. જેમ કે, એમાં બતાવ્યું છે કે સંયુકત આરબ લોકતંત્ર (મિસર)માં નાજાઈઝ બાળકોનું પ્રમાણ એક ટકાથી પણ ઓછું છે. જયારે કે સંયુક્ત આરબ લોકતંત્રરાજ્ય તમામ મુસ્લિમ દેશોમાં કદાચ સૌથી વધુ પશ્ચિમી સંસ્કૃતિથી પ્રભાવિત થયેલું છે. મુસ્લિમ દેશો આધુનિક યુગની આ સામાન્ય વબાથી સુરક્ષિત કેમ છે ? એનો જવાબ સંયુક્ત રાષ્ટ્રસંઘના વાર્ષિક મુખપત્રનું સંપાદન કરનારા તંત્રીઓએ આ દીધો છે કે મુસ્લિમ દેશોમાં એકથી વધુ પત્નીઓ (Polygamy)નો રિવાજ છે, એટલા માટે ત્યાં નાજાઇઝ પેદાઇશોનું બજાર ગરમ નથી. બહુ પત્નીત્વના નિયમે

મુસ્લિમ દેશોને સમયના આ તોફાનથી બચાવી લીધા છે.”
(મઝહબ ઔર જદીદ ચેલેન્જ-૧૯૯)

મિસિસ એનીબેસેન્ટ પોતાના એક પ્રવચનમાં કહે છે:

“આપ (સલ.)ની વિરુદ્ધ બે મોટા મોટા દોષોનું આરોપણ કરવામાં આવે છે. એક આ કે આપે વૃદ્ધાવસ્થામાં નવ શાદીઓ કરી. આ ઠીક છે; પરંતુ શું તમે મને આ કહેવા ચાહો છો કે (જે માણસે ખરી યુવાવસ્થામાં જ્યારે કે તે માત્ર ૨૪ વરસના હતા, એક એવી સ્ત્રી સાથે વિવાહ કર્યા, જે આપથી ઉંમરમાં ઘણા મોટા હતાં અને ૨૬ વરસ સુધી એમના વિશ્વાસપાત્ર પતિ રહ્યા, પચાસ વરસની ઉંમર જે કામવાસનાઓના પતનનો કાળ છે,) આપે કામવાસના અને ઇચ્છાઓના પ્રભાવથી વિવાહ કર્યા ? માનવજીવન આ માપદંડ વડે કદી પારખી શકાતાં નથી. જો આપ તે સ્ત્રીઓની સ્થિતિ અને પરિસ્થિતિ પર વિચાર કરશો જેમની સાથે આપે લગ્ન કર્યા તો આપને માલમ પડી જશે કે એમના પૈકી દરેક દ્વારા યા તો મુસલમાનો માટે સમજૂતી કરાઈ હતી અથવા એમના માટે કંઈક પ્રાપ્ત કરાયું હતું અથવા એ સ્ત્રીના સંરક્ષણની કંઈક જરૂરત હતી.”

(પયગમ્બરે ઈસ્લામકી સત્યતા ગેર મુસ્લિમ વિદ્વાનોંકી નઝરમેં, ૯)

